Reg NO 364

ૐ

એક્ષલસીયર ઓપેરા હાઉસ.

ઘીકાંટા માસ્તર થીએટર–અમદાવાદ.

સંસારીક, હાસ્ય, શૃંગાર, કરૂણ અને વીર
રસથી ભરપુર તદન નવોજ ટ્રેજીડી નાટક.

# રમણી કે રાક્ષસી

નાટકના ગાયનો અને સંક્ષિપ્ત સાર.

:: રચનાર ::

" મી. ભટ્ટ. "

રચાવી છપાવી પ્રસિદ્ધ કર્તાર.

માલેક:- એક્ષલસીયર ઓપેરા હાઉસ.

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦

કિંમત રૂ. ૦-૨-૦

HOME DEPART
(Political)
Reg. No. 2168
Date 25. 10

23058

રમણી કે રાક્ષસી નાટકના ગાયનો સાર

## —બે બોલ—

અખિલ બ્રહ્માંડના નાયક ૐ કારમાં લીન થયેલા પરમ કૃપાળુ પ્રભુની કૃપાથી મારાં "**વિધીનો વાંક**" નામના નાટ્ય પ્રયોગ લખાયા પછી આ મારો દ્વિતીય નાટ્ય પ્રયોગ "**રમણી કે રાક્ષસી**" નામનો "**એક્સલસીયર ઓપેરા હાઉસ**" ના માલીકોની મીઠી નજરથી ભજવવાનો અમુલ્ય પ્રસંગ મને પ્રાપ્ત થયો છે. ઉતાવળને લીધે જો તેમાં કંઈ ભુલચુક દેખાય તો પ્રેક્ષક ગણ ક્ષમાની દૃષ્ટિએ નિહાળી હંસવૃત્તિ ધારણ કરશે એવી આશાછે. અંતમાં માલેકોની પૂર્ણ ફતેહ ઇચ્છી અત્રે વિરમું છું.

| | |
|---|---|
| ઘીકાંટા<br>માસ્તર થીયેટર<br>તા. ૫–૮–૨૬. | લી હું છું પ્રેક્ષક સમાજનો<br>"ભટ્ટ" |

આ નાટકના સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ પોતાના સ્વાધીન રાખ્યા છે, માટે તેમની પરવાનગી સિવાય કોઇએ છાપવું, છપાવવું, કે ભજવવું નહિ.

લી. 'પ્રસિદ્ધ કર્તા.'

આ ચોપડી શ્રી કેસરીઆજી પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ કેશવલાલે છાપી. ઠે. ઘીકાંટારોડ—**અમદાવાદ.**

ૐ

ૐ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ

# "રમણી કે રાક્ષસી"

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

## શ્રી મંગળાચરણ



**પ્રવેશ ૧ લો જાગીરદાર કેસરીસીંહનો દરબાર,**

કેસરીસીંહની વર્ષગાંઠની ખુશાલીમાં નાચ, મુજરો, ગોહર બેગમનો નાચ, બેગમનું સૌંદર્ય અને હાવભાવ જોઈ, કેસરીસીંહ અને તેનો ભાયાત ભૂપતસીંહ બન્ને આશક પડે છે. ગીરધરરાય ખટપટીઓ નામનો કેસરીસીંહનો પ્રાઇવેટ સેક્રેટરી આ પ્રેમનું પીંજણ જાણી લેછે, ગોહર બેગમના પર આશક પડેલો ભૂપતસીંહ ગીરધરરાયના મકાનની નિશાની પુછી તેની ખાનગી મુલાકાતે જાયછે.

**પ્રવેશ ૨ જો ગીરધરરાય ખટપટીયાનું મકાન.**

ગીરધરરાયની પત્નિ કમળાની પોતાના પતિ માટે ચિંતા, ખટપટીયો ગીરધરરાય રમણી ગોહરને કબજામાં રાખી પૈસા કઢાવવાની ખુશાલીની ધુનમાં આવતો જોઇ કમળા તેના વિચારો જાણી લેવા છુપાય છે. નિશાની મળ્યા મુજબ ભુપતસીંહ ત્યાં આવી ગીરધરરાયની મુલાકાત લે છે, અને ગોહર બેગમને મેળવી આપવા ઈનામ આપેછે, બીજે દીવસે મળવાનું નકકી કરીને જાયછે.

કમળા ત્યાં આવી સ્વામીજે પોતાના માલીકથી બેવફા ન થવાનું સમજાવેછે. ગીરધરરાય તેને ચાલી જવાનું કહેતાં કમળા ભેદી રીતે ગુમ થાયછે.

**પ્રવેશ ૩ જો જાગીરદાર કેસરીસીંહના મકાનનો એક ભાગ.**

જાગીરદાર ગોહર બેગમના ઈશ્કમાં દીવાનાની ધુનમાં આવેછે, ત્યાં ગીરધરરાય આવેછે, ગોહર સાથે મુલાકાત કરાવી આપવાનું વચન આપેછે, ત્યાં દીવાન દીનકરરાય છુપાઇને આ તમામ વાતચીત સાભળેછે ગીરધરરાયના ગયા બાદ દીનકરરાય કેસરીસીંહને શીખામણના બે શબ્દો કહેછે, જાગીરદાર રાજના સ્થંભ ગણાતા દિવાનનો તિરસ્કાર કરી ચાલ્યો જાયછે દિવાન આધુનીક રાજાઓની અવદશાના ઉદગારો વ્યકત કરેછે,

**પ્રવેશ ૪ થો ગોહર બેગમનું મકાન.**

નાયકા ગોહરનો મુજરો ચાલતો હોયછે, ત્યાં ખાનગીનો ઉસ્તાદ ગીરધરરાય આવી કેસરીસીંહ તથા ભુપતસીંહને બનાવટી પ્યારમાં ફસાવી પૈસા કઢાવવાનું અર્ધા ભાગે કાવતરૂં કરેછે, ટાઇમ આપ્યા મુજબ ભૂપતસીંહ આવી પહોંચેછે, પ્યારમાં લલચાવી પઇસા કઢાવેછે, પરંતુ ગોહર તેના પર સાચા પ્રેમથી આશક પડી જાયછે, ગીરધરરાય ના આવવાથી બંનેને તાકીદે મુંબાઇ ઉપડી આવવાનું નકકી કરી નોકરી રહેવા આવેલ એક અજાણ્યા યુવાન સાથે મુંબાઈ જાયછે,

**પ્રવેશ ૫ મો ભૂપતસીંહના મકાનનો એક ભાગ.**

મુંબાઈ આવેલ ભુપતસીંહ ગોહર બેગમ પર આશક પડવાથી

તેનાજ વિચારોમાં આવરા જેવો આવેછે ત્યાં તેના ઉદગારો તેની પત્નિ રમા સાંભળી જાયછે, રસિકચંદ્રને ગીરધરરાય ઉપર ગોહર બેગમને લઇ મુંબાઇ આવવાનો તાર કરવાનું કહી ચાલી જાયછે રમા રસિક પર આશક પડેછે.

**પ્રવેશ ૬ ઠો. નદી કીનારા ઉપર જાગીરદારનું મકાન.**

જાગીરદાર અને ગોહરનો પ્યાર ત્યાં ભૂષતનો તાર આવેછે તાર સમજી શકાય તેમ નહી હોવાથી ટેબલ પર મુકેછે ગીરધરરાય બંનેના પ્યારનો છુપાઇને કેમેરાથી ફોટો લે છે, અને તાર ઉપાડી લેછે ત્યાં દિનકરરાય આ ચર્ચા છુપાઇને જુએછે ગોહર બેગમને જાગીરદાર ઇનામમાં બહુજ મોટી મીલકતના દરદાગીના અને મકાન આપી અને બીજા દાગીના લેવા જાયછે ત્યાં ગીરધરરાય ગોહરને તારનો અર્થ સમજાવી ઉપડી જવાનું નક્કી કરેછે, અને દીનકરરાય ગીરધરરાયને અટકાવેછે બંન્ને વચ્ચે ચકમક ઝરેછે, પરિણામે દિવાન દીનકરરાયનું ખુન કરી, જાગીરદારને જખમી બનાવી વહાણમાં બેસી બંને પસાર થાયછે પોલીસો પાછળ પડેછે, પરંતુ પોતાની રીવોલ્વરથી આગળ વધવા ન દેતાં પોતે નાસી જાયછે.

**ટેબ્લો.**

**પ્રવેશ ૭ મો. જાગીરદારના મકાનનો એક ભાગ.**

વૈરની ધુનમાં જાગીરદાર પોતાના સેનાપતિને કોઇપણ ઉપાયે ગોહરને ઉપાડી લાવવા અને બેવફા ગીરધરરાયને તેની બેવફાઇની પુરતી સજા આપવા મુંબાઇ રવાના કરેછે.

## પ્રવેશ ૮ મો ભૂપતસીંહના મકાનનો એક ભાગ.

નાચરંગ, ત્યાં ગીરધરરાય અને ગોહરનું આવવું, બંનેનો પ્યાર. ગોહર બેગમે ગીરધરરાયનો કરેલો તિરસ્કાર, ગીરધરરાયની કફોડી સ્થિતિ, ગોહર પર વેર લેવાની પ્રતિજ્ઞા.

## પ્રવેશ ૯ મો રાજમાર્ગ.

સેનાપતિ અને ગીરધરરાયની મુલાકાત, વૈરનો બદલો લેવા બન્નેનું દરિયા કીનારા તરફ ભૂપતસિંહના નોકરના મ્હોંથી સાભળ્યાં મુજબ જવાનું નકકી કરેછે, અને ફોટા તથા તારને જાગીરદાર પર પોષ્ટથી રવાના કરવા પોતાના એક માણુસને મોકલેછે.

## પ્રવેશ ૧૦ મો ભૂપતસીંહના મકાનનો એક ભાગ.

રમા અને રસિકનો ગુપ્ત પ્યાર. રસિકના ભેદનું ખુલવું, પોતાના પતિ માટે દુઃખ ઉઠાવનાર સતિ કમળાને જોતાં રમાને થતો પશ્ચાતાપ આખરે બંનેનો પોતાના પતિને ગોહર બેગમના પ્યારમાંથી છોડાવવાનો ઠરાવ કરીને દરિયા કિનારા તરફ ફરવા જવું.

## પ્રવેશ ૧૧ મો દરિયા કીનારો.

ફરવા આવેલા ભૂપતસીંહ, ગોહર, રમા, અને રસિકને ગીરધરરાયે ઓળખાવવાં, ગોહરને ઉપાડી જવા માટે હુમલો કરવો. રમા. રસિક તથા ભૂપતસીંહનું મૃત્યું, ગીરધરરાયનું પોલીસને થાપ આપી દરિયામાં કુદી નાસી છુટવું, પોલીસનું પાછળ પડવું, ફરવા આવેલ ન્યાયાધીશના કબ્જામાં બદમાશોનું ફસાવવું.

**પ્રવેશ ૧૨ મો રસ્તો.**

પોલીસના હાથમાંથી નાસેલો ગીરધરરાય ગોટાશા નામના વાણી-યાના મકાનની બારી ખુલ્લી જોઈ અંદર ધુસેછે.

**પ્રવેશ ૧૩ મો લોભી વાણીયા ગોટાશાનું મકાન.**

ગીરધરરાયને પોતાના મકાનમાં ચોરી કરવા આવેલ સમજી યુક્તિથી દત્તક દીકરાની વાત કહી ફસાવેછે, લોભી ગીરધરરાય આબાદ ફસી જાયછે, અને ગોટાશા પોલીસના હાથમાં તેને સોંપી દેછે.

**પ્રવેશ ૧૪ મો કોર્ટ.**

પકડાયેલા ગુન્હેગારોને યોગ્ય સજા થાયછે. ગીરધરરાયને અને પહાડસિંહને ફાંસી, તથા અબ્દુલખાનને દેશનીકાલ તથા કેસરીસીંહને પદભ્રષ્ટ કરવામાં આવેછે અને અસલ હકદાર વારસ વિજયસીંહને શ્રીપુરની જાગીર સોંપવામાં આવેછે.

**આનંદ. આનંદ. આનંદ.**

# " રમણી કે રાક્ષસી "

## નાટકના મુખ્ય પાત્રો.

**કેસરીસીંહ**...શ્રીપુરનો જાગીરદાર ગોહર બેગમનો આશક.

**ભુપતસીંહ**....રાજ ગુમાવી બેઠેલ લ્હેરીલાલા, કેસરીસીંહનો ભાયાત, ગોહર બેગમનો આશક.

**ગીરધરરાય ખટપટીયા**...કેસરીસીંહનો પ્રાઇવેટ સેક્રેટરી, ખા.ગીમાં ગોહર બેગમનો આશક.

**દીનકરરાય**...કેસરીસીંહનો દિવાન, રાજ્ય ભક્ત સેવક.

**પહાડસીંહ**....કેસરીસીંહનો સેનાપતિ.

**અબદુલ્લખાન**...પહાડસીંહનો સાગ્રીત.

**ગોટાશા**....લોભી ઉસ્તાદ વાણીયો.

જડજ, બેરીસ્ટર, સિપાઇઓ, દરબારીઓ, ઉસ્તાદ વિગેરે

## સ્ત્રી પાત્રો.

**ગોહર બેગમ**...એક જાણીતી ગાનારી નાયકા ત્રણ ત્રણ આશકોની માશુક.

**કમળા**....ગીરધરરાય ખટપટીયાની પતિ પરાયણ પત્નિ.

**રમા**....ભુપતસીંહની પત્નિ પાછળથી થતી રસિકચંદ્રના પ્યારની ઉમેદવાર.

**ચંચળ**...ગોટાશાની સ્ત્રી.

બાળાઓ, કંચનીઓ, દાસીઓ વિગેરે.

॥ ॐ ॥

॥ श्री तत्सने परमात्माने नमः ॥

# રમણી કે રાક્ષસી

નાટકનાં ગાયનો

મંગળાચરણ.

બાળાઓ— સ્તુતિ.

શ્રી હરિ ૐ શ્રી ગીરધારી,
કૃતિ ગતિ સૃષ્ટિમાં બીસ્તારી—શ્રી
શાંતિ કરણ, સુધા કુપ,
બંધુ હું પરી બ્રહ્મ સ્વરૂપ,
અચળ અખંડ ૐ અનુપ,
શ્રી મુરલીધર, ગોપાળ, વનમાળી—શ્રી

ગાયન ૧ લું.

કંચનીઓ— નાચ.

પમ, ગગગ, સાની ધધધ, સાસા પધપ ગપ ગ રેગરે સા
પમ, ગગગ, સાની ધધધ, ની સાગરે સાની ધની સાસાસા,
ગમપ ગપ ગપ ધપ, સાનીધ મધ મધ નાધ,
સા રે ગ રે સાનીધપ, મગરે સાની ધપ ધ સાસાસા.

ગોહર બેગમ— ૨

પ્રિય નયનાં લગાય, ગયો બાણુ,
મોપે બાણુ મારે, પ્યારે રે—પ્રિય.
સૈયારે, મતવારે, સજનવારે.
પ્યારે, સૈયારે
મોહે હસત હસત દુઃખ દે—મોપે.
કયુંજી દીલકો લે જાઓ,
પ્યારે નયનાં મીલાઓ,
હો પ્યારે, મતવારે
કયું ન્યારે હો જાઓ—પ્રિય.

કેમળા— ૩

કોઇ નહી અચળ રહેનારારે, ગૂમાની સમજો શાણા,
કયાં ગયા ગર્વ કરનારારે, અભિમાની કહોને શાણા ?
—કોઇ

કંઇક રાય રણવીર તણો, નહિ ગર્વ રહ્યો તલભાર,
જ્યમ વર્ષાની વીજળી, પળ પળ કરે ચમકારરે—કોઇ
રાવણ બળી સમ થયા નૃપતિઓ, ચૌદ ચોકડી નાથ,
આજ મળ્યું ધન કાલે જાશે, જાશો ખાલી હાથરે—કોઇ

દીનકરરાય--                ૪.

થયા રાજા જુઓ આવા, લુંટે ધન માલ રઇયતના,
બની મશગુલ માયામાં, બન્યા છે કાળ રઇયતના,
ગઇ જાહોજલાલી ક્યાં, વળી વૈભવ અને લક્ષ્મી,
પરાધીન બેડીમાં જકડ્યાં, હવે સ્વાધીનતા વસમી.
વિદેશી ફંદમાં ફસતા, મૂકીને ભાન પોતાનું,
રચાવે રંગ કંઇ જુદા, ગુમાવે માન પોતાનું.

નાયકજી--                ૫

હમકો ચાહને વાલેકો ભી, મંય પયચાન નહિ,
આંખ લડનેકી તરફ, તોપે મેરી જાન નહિ.
દીલતો ખીંચતા હું મગર, કયસે ભુલાવે તુમકો,
ઘરતો મોજુદ નહિ, ફીર કાબીલે મ્હેમાન નહિ.
અયસે જીનેસે તોહે, ડુબકે મર જાના હી ભલા,
ઉસ્કી ઇજ્જત ભી નહિ, હો તો વો ઇનસાન નહી.

ગોહર બેગમ—                ૬

મેરી ઝુલતી જવાની, આશકકી પ્યારી,
કયસે મેં મીલું સમાલકે ? ...મેરી.
મેરી ખીલતી કળી એ, માળી બીના,

મેં કયસે રખુંગી સમાલકે ...મે

પ્યારે બીનાકી, કયસી જુવાની ?
યહાં હય છતીયનકી, રંગત નીરાલી,
દીલ દર્દસે, મંય હું દીવાની,
નાહિ ચેન પરત હય, પિયા બિના,
ઉસે કયસે મીલું મે સમાલકે

૭

ભુપતસીંહ અને ગોહર બેગમ--

ગોહર—ત્હારા, પ્રેમની દારા દીવાની, પ્યારા ભુલી ના જ
રંગીલા છેલા, રંગ રસ ભીના,
પ્રેમ વચનથી, બાંધી નગીના.
લગની લાલ લગાવી ...પ્યાર

ભુપત--

પ્યારી તું સુંદીર નારી,
હ્રદય દેવી જાણેં વારી,
છબી છે તારી આનંદકારી,
તું માલીક છે આ દીલની,

ગોહર--

દેજો દર્શન દેવ સંભારી પ્યારા.

રમા અને રસીક.... ૮

સ્નેહના ઝુલામાં ઝુલાવું હૈયાહાર,
ખીલ્યો કેવો યૌવનનો બહાર.... બાગ આજ
નેહે લોભાવી, બાવરી બનાવી,
સિક...હું પણ દિવાનો દીલદાર... આજે બન્યો
રસીલી મૂર્તિ અંતરમાં બીરાજી.
રમા...ચોર્યું ચિત્ત શાણા સરદાર....સ્નેહના.

કંચનીઓ.... ૯

થુન, થુન, નગ નગ, જગત નગ, નગ,
થરકી જગત, કુખ થરકી રંજ કુંજે,
નગીના છેલા મતવારે,
સૂનાવું બતીયાં, લગાવું છતીયાં,
ઓ ઢબ છબ વાલે... નગીના
મંચ પ્યારી જયું, કૃષ્ણકી રાધે,
તુમ હો, રખવાલે... (૨) નગીના.

રમા અને રસિક... ૧૦

ભુલી મારૂં ભાન વ્હાલા, પ્રેમના અનુરાગથી.
ભુલાવે, લોભાવે, મન અકળાવે,
તનમન મારૂં, વ્હાલા પ્રેમે ફસાવે... ભુલાવે.
તું છે પ્રિય નારી, આ ઉતાવળ શાની
ધીરજ ધર તું શાણી, કરીશું પ્રેમ લ્હાણી
વેળા છે શાણા સારી, હવે હું તમથી હારી,
શાને વદો નાની વાણી, ફરીએ મોજ માણી...ભુલાવે

કમળા— ૧૧

જગમાં સતિ પતિ, પ્રભુ સમ જાણેરે (૩) સુખમાણે
ભવસાગરનો તારક એ છે,
પતિના સુખે સુખ પિછાણેરે (૩) સુખમાણે
સ્વામી પ્રીતીનો સાગર એ છે,
પ્રેમે દીલડાનો દેવ પ્રમાણેરે (૩) સુખમાણે

૧૨

ગીરધર, ગોટાશા, અને ચંચળ....

ગીરધર—આ શું (૨)

ચંચળ...લોભી ગુરૂને લાલચુ ચેલા, મળીયા ભેગા આજ

ગોટાશા...છે કાંઇ ભેદનો ભંડાર;

ચંચળ...આ ભેદે મુજને ઘેલી કીધી, દીધી લાચારી,

ગીરધર...તમે છો મ્હારા પિતાજી, હવે કેમ કહો ના, ના,

ગોટાશા...હતા જે ભાવ રાઈના, તે રાતે ગયા ચાલી.

સમાપ્ત.

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

## અમારા સોલ કોપી રાઈટના ત્રણ અંકી નાટકો

૧. વીર હમીર યાને રણથંભોરનો ઘેરો.
૨. અમન ચમન.
૩. રાણી ચંદા યાને પંજાબ પતન.
૪. ગુજરાતની ગર્જના
૫. સમ્રાટ ચંદ્રગુપ્ત.
૬. નવજીવન.
૭. પ્રજાજીવન.
૮. સુધન્વા.
૯ બભ્રુવાહન.
૧૦. પાંડવ ગુપ્ત નિવાસ.
૧૧. રતિ સુંદરી.
૧૨. લવ-કુશ.
૧૩. ગુણીયલ.
૧૪. ભકતબાળા.
૧૫. ગંગા શાપ (હિંદી)
૧૬. રકત પાન. ( ,, )
૧૭. જોહરે શમશીર (ઉર્દુ)

### —અમારા ટુંકા નાટકો—

૧. "કોની ભુલ ?" ૫ સુવર્ણ પ્રભાત.
૨. "એ કોણ ?" ૬. કાળી નાગણ.
૩ "કોણ સરસ ?" ૭. રમણી કે રાક્ષસી.
૪. ,, વિધિનો વાંક "